શ્રી શારદાપીઠગ્રંથમાળા-પુષ્પ ૭ મું

શ્રી

# સંગીત-શ્રુતિસ્થ

રચનાર

શ્રીમત્પરમહંસ, પરિવ્રાજકાચાર્યાદિબિરુદાંકિત, પશ્ચિમામ્નાય
શારદાપીઠાધીશ્વર, શ્રી જગદ્ગુરુ, શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ
**સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજી**

પ્રકાશક

**ભાસ્કરરાવ રત્નલાલ ધોળકિયા**
"શ્રી શારદાપીઠ કાર્યાલય", એલિસબ્રિજ, અમદાવાદ

પ્રત ૨૦૦૦ | વિ. સં. ૧૯૮૪
આવૃત્તિ ૧ લી | ઈ. સ. ૧૯૨૮

મૂલ્ય ૦-૨-૦

# પ્રસ્તાવના

આપણા સનાતનધર્મી હિંદુ જનસમાજમાં ધાર્મિક વિષયોના જ્ઞાનનો ફેલાવો થતો રહે, અને શ્રીમજ્જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજશ્રી તરફથી અપાતો સદ્દુપદેશ ઘેરઘેર પહોંચતો રહે એવા હેતુથી, ઇ. સ. ૧૯૧૭–૧૮ ની સાલથી, પશ્ચિમામ્નાય શ્રી શારદા-પીઠાધીશ્વર, શ્રી ભૂતપૂર્વ શંકરાચાર્ય સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થજી મહારાજ એઓશ્રીએ લોકકલ્યાણ વિચારીને એક ગ્રંથમાળા પ્રકટ કરતાં રહેવાનો રસ્તો ધારણ કરેલ તેને અનુસરીને આ "**શ્રી શારદાપીઠ ગ્રંથમાલા**" પ્રકટ કરતાં રહેવાનું કામ ચાલુ રાખવામાં આવેલ છે.

આ "**સંગીત શ્રુતિસાર**" નામક લઘુ તથાપિ ઉપકારક [પુ]સ્તિકાના ગ્રથનાર, શ્રી શારદાપીઠ (પ્રભાસપાટણ, મૂલ દ્વારિકાક્ષેત્ર) [ના]', શ્રીમદ્ જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યની લોકમાન્ય ગાદી ઉપર [હાલ]માં વિરાજતા સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજી મહારાજ હોઇ, સદરહુ [પુસ્ત]ક, પૂર્વસૂચિત ધર્મપીઠને અંગે પ્રસિદ્ધ થતા "**શ્રી શારદાપીઠ**" [ના]મક માસિક પત્રના કાર્યાલય તરફથી પ્રકટ કરવામાં આવેલ છે. આ [“સં]ગીત **શ્રુતિસાર**"માં આપણા સનાતન હિંદુ ધર્મના મૂલાધાર રૂપ [ગણા]તા, વિશ્વમાન્ય તત્ત્વજ્ઞાનના ભંડાર રૂપ '**ઉપનિષદો**' પૈકીના કઠ, [કેન] અને **ઇશાવાસ્ય** ઉપનિષદોમાં બોધાયલ બ્રહ્મજ્ઞાનને સંક્ષેપમાં [ઘણ]તુ સરલ અને સર્વગ્રાહ્ય બાનીમાં ઉતારવામા આવેલ છે, અને એમ [હો]યું છે તેની કરીને, આપણા સનાતન ધર્માવલંબી આર્યભાવનાનુરાગી જનસમાજ તરફથી, આ ગ્રંથમાલાનાં અન્ય પુષ્પોની પેઠે આ પુષ્પ પણ યોગ્ય સત્કારને પામશે જ એમ શ્રદ્ધાપૂર્વક ભાખી શકાય એમ પણ છે.

આ "**સંગીત શ્રુતિસાર**" આ માલામાં પ્રકટ થયલ "**સંગીત ગીતાસાર**" અને "**શ્રી કૃષ્ણકીર્તન**"ની પેઠે એક ગેય ગ્રંથિકા છે, અને તેથી આપણાં સ્ત્રીપુરૂષો તેમાનાં પદો કંઠસ્થ કરીને આપણા વૈદિક ધર્મમાં ઓતપ્રોત થઈ રહેલ અમૃતરસનું પાન સરલતાથી કરી શકે તેમ છે. આશા રાખવામાં આવે છે કે, અમારા ધર્મનિષ્ઠ દેશબંધુઓ પોતાનાં ગૃહમંદિરોના વાતાવરણને આ પવિત્ર ગાનથી ગજાવી મુકી તેની મંગલતામા વૃદ્ધિ કરવાને પ્રેરાશે–પ્રોત્સાહિત થશે જ.

**"શ્રી શારદાપીઠ" કાર્યાલય**
એલિસબ્રિજ, **અમદાવાદ.**
તા. ૧૦–૪–૨૮

**જ. પુ. જોષીપુરા**
**દીનાનાથ નાહાનાલાલ જાની**
મંત્રીઓઃ–"**શારદાપીઠ**"



શ્રી

# સંગીત શ્રુતિસાર.



## ઈશાવાસ્ય ઉપનિષદ્

( બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનું રે–એ ઢાળ )

હેતે ગાજો શ્રુતિનો સાર જો રે, જે થકી પાતક થાય જ નાશ જો;
અંતર્જ્ઞાન ઉદિત થાયે ઘણું રે, જન્મમરણ પણ જેથી જાય જો.
હેતે૦

શુકલયજુર્વેદે વળી છે કહ્યો રે, જ્ઞાન તણો આ ઉત્તમ ભાગ જો;
શંકરગુરુએ ભેદ બતાવીઓ રે, સુણતાં નહિ રહે જગમાં રાગ જો.
હેતે૦ ૨.

એક જ પૂર્ણ બ્રહ્મ વ્યાપી રહ્યો રે, જગને મિથ્યા ભ્રાન્તિ જાણજો;
'હું' કહેનારો આત્મા એજ છે રે, એજ વિચારો પહેલાં આણજો.
હેતે૦ ૩.

એમ વિચારી ત્યાગ કરો તમે રે, ઈષણાત્રયનો લઈ સંન્યાસ જો;
આત્માનો આનંદ જ લ્યો પછી રે, છોડી દ્રવ્ય તણી સૌ વાસ જો.
હેતે૦ ૪.

છોડી ઈચ્છા જીવવાની અહીં રે, ના મરવાની ઈચ્છા આણજો;
સમદૃષ્ટિમાં જીવન ગાળજો રે, આત્માનો આનંદ જ માણજો.
હેતે૦ ૫.

થાતા નહિ જો સંન્યાસી અહીં રે, અંતર જીવન ઈચ્છા રાખે જો;
સો વર્ષોની, તો કર્મો કરો રે, કરવાનાં જે શાસ્ત્ર જ ભાખે જો.
હેતે૦ ૬.

ઈશ્વર–અર્પણ–બુદ્ધિથી કરો રે. બંધન જગમાં કંઇ નહિ થાય જો;
શુદ્ધિ અંતરની કરવા ખરી રે, બીજો છે જ નહિ ઉપાય જો.
હેતે૦ ૭.

કર્મો સકામ જે કરતા જગે રે, આથડતા અંધારે જાણજો;
આત્માનો આનંદ ન જે લહે રે, હત્યારો તો તેને માનજો.
હેતે૦ ૮.

આત્મા અચળ એક રૂપે રહે રે, ઉપાધિથી ચળ દેખાય જો;
મનથી પણ જાણે ઉતાવળો રે, ઇંદ્રિયોનું ત્યાં શું થાય જો ?
હેતે૦ ૯.

પહોંચે તેને નહિ કોઈ દોડતાં રે, બેઠો અવિક્રિય પણ તે જ જો;
તેની સત્તાથી ફરતો રહે રે, વાયુ કામ કરંતો ખૂબ જો.
હેતે૦ ૧૦.

અચળ જ રહે પણ ચળ જાણે થતો રે, અજ્ઞાનીને બહુ છે દૂર જો;
જ્ઞાનીને તો નિકટ જ એ રહ્યો રે, અંતર બહાર રહ્યો ભરપૂર જો.
હેતે૦ ૧૧

આત્મા એક શુદ્ધ જે દેખતો રે, રહ્યો ભૂતમાત્રમાં અહીંઆં જો;
આત્મામાં સર્વે ભૂતો વળી રે, કરતો ઘૃણા પછી તે શેમાં જો ?
હેતે૦ ૧૨.

અનુભવ આત્માનો જેને થયો રે, સર્વે ભૂત વિષે જે અહીંઆં જો;
થાતો મોહ શોક શેનો પછી રે, એવા જ્ઞાનીના અંતરમાં જો ?
હેતે૦ ૧૩.

વ્યાપક નિર્મળ આત્મા જાણજો રે, શરીરત્રયથી પણ તે જૂદો જો;
સાક્ષી સર્વ તણો પણ એક એ રે, ધર્મ અધર્મ થકી પણ પરો જો.
હેતે૦ ૧૪.

ઈશ નિયંતા તે સૃષ્ટિ તણો રે, કર્મફળોનો પણ તે દાતા જો;
બોધન કર્મોનું પણ તે કરે રે, જ્ઞાનીને તે મુક્તિદાતા જો.
હેતે૦ ૧૫.

કેવળ કર્મી આથડતા ફરે રે, અંધારામાં જગમાં જાણજો;
ભોગે મનડું જેનું છે અહીં રે, ઈશ્વરમાં નહિ તેનું ધ્યાન જો.
હેતે૦ ૧૬.

કેવળ દેવ તણી જ ઉપાસના રે કરનો, તે અંધારે જાતો જો:
ગાઢ ઘણા, કારણ એ જ્ઞાન ને રે, કર્મો કંઇ અંતર ના ધરતો જો.
હેતે૦ ૧૭.

જૂદું ફળ કર્મોનું છે અહીં રે, ઉપાસનાનું જૂદું જાણજો;
ધીર પુરુષનું વચન જ સાંભળી રે, લેવું અંતર એ જ પ્રમાણ જો.
હેતે૦ ૧૮.

ભેળી કર્મ અને ઉપાસના રે, કરતાં સાયુજ્યને લઈ જાય જો;
માટે બન્ને સાથે રાખજો રે, એવું શાસ્ત્રો સઘળું ગાય જો.
હેતે૦ ૧૯.

અવ્યાકૃતની ઉપાસના કરે રે, તે તો ગાઢ તિમિરમાં જાય જો;
તેથી પણ ગાઢે તે જાય છે રે, જેનું મન વ્યાકૃતમાં જાય જો.
હેતે૦ ૨૦

અવ્યાકૃતનું ફળ જૂદું કહ્યું રે, જૂદું વ્યાકૃતનું પણ જાણ જો:
લેજો વિચારીને એ બધું રે, ધીર પુરુષનું વચન પ્રમાણ જો.
હેતે૦ ૨૧

અવ્યાકૃત ને વ્યાકૃતની વળી રે, કરતા ઉપાસના જે ભોગી જો;
આપેક્ષિક અમૃતને પામતા રે, જગમાં સિદ્ધ જેવા યોગી જો.
હેતે૦ ૨૨

આપેક્ષિક અમૃતને પામતાં રે, ઉપાસકો જે માર્ગે જાતા જો;
શ્રુતિ અનુસારે તજ બતાવવા રે, સૂર્ય ઉપાસક અહીંઆં કહેતા જો.
હેતે૦ ૨૩

જાણે પાત્ર થકી સોના તણા રે, ઢાંકયું મુખ હે સૂર્ય તમારૂં જો;
દૂર કરો એ પાત્ર જ પ્રેમથી રે, એવું ઈચ્છે મનડું મારૂં જો.
હેતે૦ ૨૪

દર્શન કરવું શાન્ત સ્વરૂપનું રે, તમને એ માટે હું વિનવું જો;
તાપક રશ્મિ દૂર કરો અહીં રે, જોવો તે જ પુરુષ જે હું છું રે.
હેતે૦ ૨૫.

સંસ્કારી પ્રાણ જ મારો અહીં રે, પામો અધિદૈવનું રૂપ જો;
અંતસમયમાં યાદ કરો અહીં રે, ભાવ અને કર્મનાં રૂપ જો.
હેતે૦ ૨૬.

ઉતરાયણના માર્ગ થકી અહીં રે, મુજને લઈ જાને તું પ્રીતે જો;
દક્ષિણ માર્ગેથી હું બહુ ગયો રે, કંટાળ્યો પણ ત્યાંની રીતે જો.
હેતે૦ ૨૭.

જ્ઞાન અને કર્મો મારાં અહીં રે, તે સર્વે જાણો હો દેવ જો;
પાપો બાળી શુદ્ધ કરો મને રે, છે પણ તે જ તમારી ટેવ જો.
હેતે૦ ૨૮

અંતસમયમાં સેવા શું કરૂં રે, નમતો તેથી વારંવાર જો;
નમન તો પ્રિય જ તમને છે અહીં રે, તેથી ઉતારો ભવપાર જો.
હેતે૦ ૨૯.

કૃષ્ણ સ્વરૂપ જ ગુરુની કૃપા થકી રે, ગાયું વિચારો ને રીત જો;
જ્ઞાન જ સ્વરૂપનું પામી અહીં રે, રહેવું સાયુજ્યે પણ પ્રીત જો.
હેતે૦ ૩૦.

# કેનોપનિષદ્

---

## કઠોપનિષદ્

---

૧

### મિથ્યા જાણવા છતાં તે માયાની અસર વિચારના અભ્યાસ વિના જતી નથી.

( ધીરા ભકતના "જેને રામ રાખે રે" પદની રાહ )

મિથ્યા સર્વે જાણું રે તો પણ માયા જાતી નહીં.
મિથ્યા કામ પ્રમાણું રે સીનેમામાં જોવાં અહીં. (ધ્રુવ)
પ્રતિબિંબ સંસ્કારો સર્વે સફેદ કપડે જોવા;
અંધારામાં દેખા દે છે પ્રકાશમાં નહી તેવા.
તો પણ દેખી રાચે રે દેખનારા જગમાં સહી. ૧
ત્રણે કાળમાં સફેદ કપડે ચિત્ત અભાવ જ જાણો,
ફિલ્મ પ્રવાહ જ બત્તિઓથે ને સત્તા તેજ પ્રમાણો;
અંધારૂ તો સહાય કરે ખેલ એવો જગમાં અહીં. ૨
નાટકમાં નહિ સુખ દુઃખના તો પ્રસંગ સાચા થાતા,
દેખનારા તોપણ તેની માયામાં જ તણાતા;
જગમાં એવું થાતું રે જાણે મિથ્યા તો પણ અહીં. ૩
વિચારનો અભ્યાસ જ રાખે માયા ઓછી થાતી,
ઈશકૃપાએ ભકિત કરતાં મૂળ થકી પણ જાતી;
ગુરૂકૃપાએ માણે રે સ્વરૂપનો આનંદ અહીં. ૪

---

૨

## જગત્વ્યાંપી એક તત્ત્વનો બોધ.

### પ્રભાતિયું

જાગીને જો અરે કોણ છે આ ભર્યો,
જગતમાં અણુંઅણું માંહી વ્યાપી. (ધ્રુવ)
ભેદ શો તત્ત્વનો તુજ થકી છે અહીં,
પૂર્ણ રૂપે તું જોને વિચારી;
ભૂમિ ને પાણી વળી અગ્નિને વાયુમાં,
નભ તણી શકિતને કોણે ધારી. ૧
વાયુની લહેરમાં મેઘની ધારમાં,
સૂર્યના તાપમાં કોણ ભાસે;
અબ્ધિના ઘોષમાં વિજળીની ચમકમાં,
ચંદ્રની શાન્તિમાં કોણ શોભે. ૨
તારાની ચમકને વીર્યના ઓજને,
અગ્નિના તેજને કોણ રાખે;
પ્રણવના નાદમાં ભક્તના હૃદયમાં,
યોગીના ધ્યાનમાં કોણ ભાસે. ૩
એક એ ઇશનાં કાર્ય છે જૂજવાં,
જ્ઞાનની દૃષ્ટિમાં ભેદ ભાગે;
અનુભવી જ્ઞાનને ભક્તિથી દે ભરી,
સચ્ચિદાનંદ એ તુજ પોતે. ૪

## ૩

## સર્વવ્યાપી પરમાત્માનો ધર્મબોધ

### પ્રભાતિયું

ધ્યાન કર હરઘડી એજ જગદીશનું,
જે થકી જગતનાં કાર્ય થાએ. (ધ્રુવ)
અગ્નિમાં દાહ દે વાયુમાં વેગ દે,
વ્યોમે અવકાશ દે સર્વવ્યાપી;
ભૂમિમાં ગંધ દે જળને રસમય કરે,
પંચ મહાભૂતને ભેગી નાખી. ૧
પ્રાણ થઈ પ્રાણીમાં જીવનની શક્તિ દે,
મનની શક્તિ મન માંહી આપે;
નિશ્ચયો દૃઢ કરી ઉદય કરે જ્ઞાનનો,
બુદ્ધિમાં, એ પ્રભુ સર્વ વ્યાપે. ૨
જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિમાં જોર દઈ,
યોગીના હૃદયમાં વ્યક્ત વ્યાપે;
ઇન્દ્રિયાતીતને એક હોવા છતાં,
ભક્તની દૃષ્ટિમાં અનેક રૂપે. ૩

---

## ૪

## આનંદ પ્રાપ્ત કરવાનું સ્થાન

("શેઠ સગળશા સાધુને સેવે" પદની રાહ છે.)

મળો પ્રભુને જઈ હોંશે રે હરિ વિણ ક્યાં મળશે આનંદ.
આનંદનું એ ધામજ છેને નહિ કોઇ કલેશનો લેશ;
પૂર્ણકામ ને નિત્યતૃપ્ત એ ચૌદ લોકનો ઈશ.
પૂર્ણ એ વ્યાપક પરમાનંદ ૧

વિષયોમાં સુખ ખોળો છો પણ કાંઇ મળે નહિ ક્યાંય;
અનુભવો તે ભ્રાન્તિ સમજો શ્વાન હાડનો ન્યાય.
સમજ આભાસનો એ આનંદ. ૨

વિષય તણી પ્રાપ્તિ થાતાં જે સ્થિર થાય છે ચિત્ત;
અંતર્યામિનો આનંદ જ શાન્ત ચિત્તમાં સ્થિત.
અનુભવો એનો એ આનંદ. ૩

ઘડી આભાસના આનંદ માટે કરો છો દોડાદોડા;
શાન્ત થઈ નિસ્તૃષ્ણ જ બેસો છોડો બહારનો ડોળ.
અંતરમાં વ્યાપે બ્રહ્માનંદ. ૪

નિત્યતૃપ્ત નિષ્કામ થઇને સેવો પરમાનંદ;
ગુરૂ કૃપાથી અનુભવોને સ્વરૂપનો આનંદ.
ધારીને ઇષ્ટ ભક્તિનો છંદ. ૫

---

## ૫

## હરિમાં ને જગતમાં અભેદ રીતે ધ્યાન પ્રકાર

(આશામાં ગવાય છે.)

ભેદ રહે નહિ જગ ને હરિમાં એજ ખરૂં છે જ્ઞાન હો
જીવડા કરી લેને તું ભાન. (ધ્રુવ)
ચરણ ભૂમિને શિર સ્વર્ગ છે નાભી વ્યોમને ઠામ. ૧
સૂર્ય નેત્ર ને નાક વાયુ છે દિશા કર્ણનું સ્થાન. ૨
પ્રજાપતિ તો પ્રજનન કહાવે અપાન મૃત્યુ–સ્થાન. ૩
હસ્ત જ તેના લોકપાલ છે મન ચંદ્રને જાણ. ૪
દંત હાર જ્યોત્સ્નાની જાણો સ્વચ્ચ ભ્રાન્તિનું કામ. ૫

રોમ ભૂરૂહ, મેઘ મૂર્ધજ રૂપ પ્રભુ નિર્માણ. ૬
એમજ પૂર્ણ વિચાર કરીને પિંડ બ્રહ્માંડનું માન. ૭
સ્વાત્મજ્યોતિ ને કૌસ્તુભધારી પ્રભા તેની શ્રીવત્સ. ૮
માયા વનમાલા વનમાલિની છંદ પીતાંબર માન્ય. ૯
બ્રહ્મસૂત્ર ૐકારજ માનો બ્રહ્મ અંકયનું માન. ૧૦
સાંખ્ય યોગ બે મકરકુંડળ છે શોભા વિશ્વની જાણ. ૧૧
બ્રહ્મલોક કિરીટજ જાણો અભય કરંતુ સ્થાન. ૧૨
અવ્યાકૃત શૈય્યાજ અનંત છે પ્રભુ પોઢે નિર્માણ. ૧૩
ધર્મ જ્ઞાન સહ સત્વગુણ એ આસન પદ્મનું જાણ. ૧૪
ઓજ સહિત જે બળ છે જગમાં ગદા પ્રભુની માન્ય. ૧૫
જળ દરવરને તેજ સુદર્શન શોભાવે નિજ સ્થાન. ૧૬
ખડ્ગ વ્યોમ અસંગજ ધારો ઢાલ તમોગુણ માન્ય. ૧૭
ધનુષ શારંગ કાળ પ્રમાણને ભાથુ કર્મને જાણ. ૧૮
બાણ ઇન્દ્રિયો, મનરથ સમજો પંચ વિષયમાં પ્રમાણ. ૧૯
દેવ યજન મંડળને માનો દીક્ષા આત્મસંસ્કાર. ૨૦
પ્રભુ પરિચર્યા પાપનાશની કર્તો નિશ્ચય જાણ. ૨૧
ષડ્ભગ હરિનાં ષડ્દળ પદ્મ છે સુંદરતાનું સ્થાન. ૨૨
ધર્મયશ ચામર ને વ્યંજન છત્રજ વૈકુંઠ સ્થાન. ૨૩
વેદ ગરુડ પર યજ્ઞ પુરુષ છે ચિત્શક્તિ શ્રી જાણ. ૨૪
નંદ આદિ શોભે છે પાર્ષદ અષ્ટ સિદ્ધિ ગુણ માન્ય. ૨૫
વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરુદ્ધને તું જાણ. ૨૬
તુરીય પ્રાજ્ઞ તૈજસ ને વિશ્વ એ સ્થાન પ્રમાણે નામ. ૨૭
જ્ઞાન અજ્ઞાન ને મન વિષયો એ ઉપાધિનાં સ્થાન. ૨૮
નવમાયાના તત્વ રૂપ એ સચ્ચિદાનંદ ધામ. ૨૯

વિચારીને પૂર્ણ રૂપ એ થાઓ એક નિષ્કામ. ૩૦
ક્રિયા યોગ આ સિદ્ધ કરે તો રહે નહિં કંઇ કામ. ૩૧
નિત્યતૃપ્તને પૂર્ણકામ કરી હરિ આપે નિજ ધામ. ૩૨
કૃષ્ણ ગુરુની કૃપા થકી લ્યો સ્વરૂપમાં આરામ. ૩૩

---

૬

## અનેક સાધનબોધ

( ગઝલ )

સાધી લો સાધનો ભાઇ પ્રભુ સહાયે સદા રહેશે;
ભક્તિ ને જ્ઞાનનાં આંહી વળી વૈરાગ્યનાં સાથે. ૧
તજો સંકલ્પ નાસે કામ તજીને કામ જીતો ક્રોધ;
વિચારી અર્થાનર્થોને ત્રિપુટીનો તજોને લોભ. ૨
વિચારી તત્ત્વ છોડોને ભયંકર ભય ભવાબ્ધિનો;
લઇ આન્વીક્ષિકી વિદ્યા તજો શોક મોહ અંતરનો. ૩
મહાગુણીયલની સેવાથી જીતોને દંભ અંતરનો;
રહીને મૌન જિતોને હોય જે યોગનાં વિઘ્નો. ૪
અધિભૌતિક દુઃખોને કૃપાથી દૂર રાખોને;
અધિદૈવિકને માટે સમાધિ યોગ સાધોને. ૫
હોય જે દુઃખ શારીરિક હઠાવો યોગના બળથી;
કરો નિત્ય દૂર નિદ્રાને અહર્નિશ સત્ય સેવનથી. ૬
રજોગુણથી તમોગુણને રજોગુણને જ સત્વેથી;
જિતોને સત્ત્વને પૂરો થઇ નિર્ગુણ ભક્તિથી. ૭
ગુરૂ ભક્તિ થકી સર્વે જિતોને સાધનો ભાઇ;
અવિચળ પ્રેમ રાખીને હરિના ગુણને ગાઇ. ૮

---

૭

## ત્રિવિધ પ્રતિબંધક બોધ

(ભૈરવીમાં ગવાય છે.)

મન તું મોહનમાંહી રહે તજી દે વિષયોને. (ધ્રુવ)
ભૂત ભાવિ ને વર્તમાનના પ્રતિબંધક જે આવે એ;
ભૂતકાળને યાદ કરાવે સંગચિત્તમાં લાવે એ. ૧
વર્તમાનના કાર્ય સંબંધી ચિંત્વન જે કંઇ થાયે એ;
ભાવી મનોરથ દોડાવીને વૃથા સમય જે ગુમાવે એ. ૨
હરિ વિનાનું છે સૌ કાચું હાથ કાંઇ નવ આવે રે;
ગુરૂકૃપા જો હોય ભાગ્યમાં ચિત્ત પ્રભુમાં લાવે રે. ૩

---

૮

## ત્રિવિધાદ્વૈત અનુભવ કરવાના ઉપાય.

(આશામાં ગવાય છે.)

કરીલે વિચાર, એ મનડા તું, જગત નહિ આ ઇશ બધે છે. (ધ્રુવ)
મારૂં તારૂં દૂર જ ફેંકી, દ્રવ્યાદ્વૈત તું માણી લે રે. ૧
પટ-તંતુનો ભેદ વિચારી ભાવાદ્વૈત તું માણી લે રે;
કોણ કરેને કોણ કરાવે કોણ નહિ આ કર્તા છે રે. ૩
અધિષ્ઠાન આદિ કર્તા છે ઈશ નિયંતા ગીતા કહે છે. ૪
સચ્ચિદાનંદ પૂર્ણરૂપ હું નિષ્ક્રિય કૂટસ્થ રહું છું. ૫
અવિચ્છિન્ન નિશ્ચય એ રાખી ક્રિયાદ્વૈત તું સાધ્ય કરી લે. ૬
ઇષ્ટ વચન તું ચિત્ત ધરીને સાધન સઘળાં સાધી લેને. ૭
અન્ય વિષયનું ચિંત્વન કરતાં પરમાનંદ તો નાનુભવાયે. ૮
કૃષ્ણકૃપાથી હરિ ચિંતનમાં સ્વરૂપનો આનંદ પમાયે. ૯

---

૯

## વિષયોમાં પ્રેમ ખોટો છે.

( "ઈસ તન ધનકી" પદની રાહ છે. )

પ્રેમ કરો તે જગમાં ખોટો પડશે પછી તો જમનો સોટો. (ધ્રુવ)
આખર તો રોવાનું જ રહેશે ઇચ્છિત વસ્તુ નાશ થયે તો. ૧
અંત જ આવે જીવન તણો રે છોડી જાતાં રોવાનું જો. ૨
વિયોગ તો આખર થાવાનો પોતે છોડે ભેદ પછી શો. ૩
વિષય જ જાતાં દુઃખ થવાનું જાતે તજીને શમસુખ માણો. ૪
જમનો જ્યાં કંઇ હુકમ ન ચાલે તે પદ પામીને પછી રાચો. ૫
ગુરૂભક્તિને હૃદય ધરીને ઈશ બધે તો દેખો સાચો. ૬

---

૧૦

## બ્રહ્મ વિચાર

( ધન્યાશ્રીમાં ગવાય છે. )

કેવળ બ્રહ્મવિચાર કરો તમે કેવળ બ્રહ્મવિચાર. (ધ્રૂવ)
બીજા વિચારો કામ ન આવે છે સઘળાએ અસાર. ૧
નિર્ગુણમાં તો લક્ષ ન પહોંચે છે શ્રુતિનો એ સાર. ૨
સગુણ તેથી એ ધ્યાન લઈને યથા રુચિ અનુસાર. ૩
મુક્ત કરે નહિં ભેદ દૃષ્ટિએ નિશ્ચય મનમાં ધાર. ૪
સ્વરૂપે તો એક રમે છે ગોપી-મન હરનાર. ૫

---

૧૧

## મળેલી તક પાછી નહિ આવે.

('શેઠ સગળશા સાધુને સેવે,' પદની રાહ છે.)

મૂઢ તું શીદ ગુમાવે રે મળી તક પાછી ન આવે રે. (ધ્રુવ)
મનુષ્ય દેહનું નામ મળ્યું ને સુંદર ગુરૂ સુકાન,
દિશ અનુકુળ વાયુ જ ચાલે ઉતરવાનું ઠામ,
પ્રભુનું ધામ જ શોભે રે. ૧

સુકાનને તું ધ્યાનમાં લે નહીં ફાંફાં બીજે મારે,
અવળે વાયુ નાવ લઈને ઉંધું કાં તું વાળે;
વ્યર્થ જીવન તું ગાળે રે. ૨

આ વેળા તું અવળો ચાલે આગળ કોણ આધાર,
ભારત-કૃષ્ણની મહેર થકી તું સ્વરૂપ ઉતર પાર;
સંસારનો ભય જ ભાગે રે. ૩

---

૧૨

## ઈશ્વર વિનાની વાતમાં કંઈ ફાયદો નથી.

('રમીયે ગુજરાતે' એ ઢાળમાં)

તમે સુણોને સજ્જન વાત પ્રભુની ભક્તિ ખરી;
નહિં આવે કંઇ એ સાથ ખાલી વાત મહીં. (ધ્રુવ)
કૃષ્ણ એક પરિપૂર્ણ જ જગમાં જે વિણુ સઘળું ખાલી રે;
બીજી વાતમાં દહાડો ના વળે જાશો અંધારે હાલી. ૧
ધર્મ કર્મને સાચવીને પછી ચિત્ત પ્રભુમાં રાખો રે;
ઈશકૃપાએ શીઘ્ર જ અહીંઆં પરમાનંદ જ ચાખો. ૨

કયારે આવશે કાળ ચોઘડીયું તે તો નક્કી ન જાણોરે;
ભજન કરતાં ભલે આવે એ અંતે આનંદ માણો. ૩
બીજે ફાંફાં મારી મરો પણ રોવાનું રહી જાશે રે;
પ્રભુ પાસ જાવાથી નહિં પછી દુઃખ હૃદયમાં થાશે. ૪
ભારતી–કૃષ્ણ જે તીર્થ કૃપાળુ તીર્થ બીજાને બનાવે રે;
જેની કૃપાથી બેઠે અહીંઆં સ્વરૂપ આનંદ પાવે. ૫

---

૧૩

## બધાં કામ ઈશ્વરનાં સમજી ભક્તિથી કરો.

( ગઝલ )

રમે છે ગુપ્ત રહીને એક જગતમાં ખેલ ખેલાડી;
પિછાનોને તમે તેને પછી કંઇ થાય નહિં હાની. ૧
તમે તો છો જ પ્યાદાં રે પ્રભુનાં ખેલ કરવાનાં;
ભલે નાખે ગમે ત્યાં તે તમારે લાભ શું હાની. ૨
બગાડે કે સુધારે એ પ્રભુ આ ખેલ તેનો તે;
તમોને શું પડી તેમાં સદાયે ભક્તિમાં રહેજો. ૩
કરો કર્તવ્યને પૂરાં વિના કંઇ અંતરે ધોકો;
કરાવે તે કરોને સૌ હૃદય ઉદ્વેગથી રોકો. ૪
કૃપા થાશે જ તેની તો જરૂર એ રીત રાખેથી;
લઇ લે પાસ પોતાની રહે નહિ કલેશ તો જેથી. ૫
સદાયે પાસ તો રહેતો અભેદે જ્ઞાન નહિં તેનું;
કૃપા થાયે ગુરૂની તો રહે પછી દુઃખ તો શેનું. ૬

---

૧૪

## રાસ-મર્મવિષે.

(હોરીમાં ગવાય છે.)

કોઈ રાસનો મર્મ જ ખોલો, પ્રભુપર આળ ન બોલો. (ધ્રુવ)
બંસીધરે કંઇ બંસી છેડી ગોપી થઇ સુણી ઘેલી;
કામકાજ મૂકી સૌ દોડી એક યશોદા છોડી.
વાત તો છે બહુ ગહેરી. ૧

સુણી નહિ બંસલડી તેણે કે ધ્યાન નહિ દીધું જાણી;
સારી રાત તે વનમાળી વિણ નિદ્રા કેમ જ આણી.
અદ્ભુત એમ જ જાણી. ૨

એક દિન અંધારૂં થાય ત્યાં માની કૃષ્ણને ડરતો;
ઘેર લઈ રાધા તમે જાઓ વનમાં નંદ જ કહેતો.
તે કયમ શાન્ત રહેતો. ૩

પતિ સુતને છોડી આવી જે ગોપીની વય કેવી ?
કૃષ્ણ કનૈયો આઠ વરસનો લીલા જોવા જેવી.
બરોબર ધ્યાન જ લેવી. ૪

ગોપ લોકોએ શોધ કરી નહિં ગોપીની એ રીતે;
પાસે દેખી વર્ણન એવું એ વિપરીત ગણાશે.
વાત તો એ કયમ થાશે. ૫

વાત વિચારીને એ પૂરી રાખો કંઇ ન અધુરી;
માયા જાણી ઈશ્વરની એ પ્રેમે ભજો ગિરધારી.
સ્વરૂપે છે જ વિહારી. ૬

૧૫

## આખરે ભજન સિવાય કંઇ કામ નહિ આવે.

(મહાડમાં ગવાય છે.)

તમે વિચારોને વાત રે કંઇ આવે નહિં એ સાથ. (ધ્રુવ
મૂકી જાશો સઘળું અહીઆં કોડી ન આવે કામ;
શાને માથાં ફોડી મરો છો ભજો નિરાંતે રામ રે.
દેહની પાછળ ફોકટ શીદને દોડી મરો દિનરાત;
આખર છોડી જાવું તેને ખાલી રહેશે વાત રે.
મારૂં મારૂં કરી મરો પણ, આખર ખાશો લાત;
તારૂં તો ત્યાં અળગું રહેશે, આવે મોટી ઘાત રે.
ધર્મ કર્મને છોડી દઇને અવળી વેતરી વાત;
મોટી અદાલતે ફેંસલો થાતાં કોઇ ન દે ત્યાં હાથ રે.
વ્યર્થ ગુમાવો આયુષને વળી ફરી નહિ મળે લાગ;
સ્નેહી પણ ત્યાં અગળા રહેશે, મૂકી નીચે આગ રે.
માટે વિચારી સૌને છોડી ભજો એક ભગવાન;
તેનાં કરાવ્યાં કામ કરીને, છોડો નીરાંતે પ્રાણ રે.
ગુરૂકૃપાએ આનંદે તું રહેને લઇ આરામ;
સ્વરૂપમાં તો એક જ છે ને જાવું છે નિજ ધામ રે.

---

૧૬

## આવો અવસર નહિં આવે.

(આશા ગોડીમાં ગવાય છે.)

અવસર આવોન આવે હો, જીવડા અવસર આવો ન આવે. (ધ્રુ
ભરતખંડમાં જન્મજ પામ્યો દેવોને જે ભાવે.
તેમાં પણ વળી પુરુષ થયોને બ્રાહ્મણ જાતિ કહાવે.

ભાગ્ય થકી આ સદ્‌ગુરૂ મળીઆ જેને સૌકો ન પાવે ૩
બોધ અમૂલ્યજ તેણે આપ્યો જે બીજેથી ન આવે. ૪
વાત ગુપ્ત પણ કીધી ઘણી જે પાસે લઈને ભાવે. ૫
માગે શું તું એથી વધારે જેથી પાછો ન આવે. ૬
અધીન રહીને હુકમ પ્રમાણે કર કામો જે આવે. ૭
બોધ ચિત્તમાં રાખ પૂરો તું દુઃખનો દહાડો ન આવે. ૮
આખરનું સુખ થાશે તેમાં ઉત્તમ પદ તું ધરાવે. ૯
સ્વરૂપમાં તું સ્થિર રહેજે વિણુ ભક્તિ જે ન આવે. ૧૦

---

## ૧૭

## ભજન વિના પસ્તાવું પડશે.

ધીરા ભક્તના "જેને રામ રાખે રે" પદની રાહ છે.

આવી વેળા જાશે રે મૂર્ખ પછી પસ્તાશે;
એકલડાનો સંગી રે હરિને જે નહિ ગાશે. (ધ્રુવ)

અરધી ઉંઘમાં જાતી જાણો વ્યર્થ બાળપણ જાતું;
જુવાનીમાં વિષયે વહે તો ઘડપણમાં શું થાતું.
આખર જ્યારે આવે રે, સંબંધી તો દૂર જાવે. ૧

બાળપણેથી ચેતી લઈને ધર્મ ભાગવત પાળો;
પ્રહ્લાદ પ્રીતેથી કહે છે ભાગવતે તે ભાળો.
પાપ તાપ તો જાશે રે આખરે પણ કામ આવે. ૨

ખેંચાતાણી કરતી શોકચો એક પતિની જેવી;
દશે ઈંદ્રિયો દેહ તાણી અહીં કરે ગતિ તો તેવી;
તેને વશ ના થાશો રે મુક્તિમાં તે બાધ કરે. ૩

જુવાનીમાં ચેતી લેજો જાતિ તેની જાણી;
સ્વરૂપને પણ જાણી લેજો ભકિત ઉરમાં આણી;
આખર એ તો ફાવે રે બંધાયો જે હરી પ્રીતે. ૪

---

૧૮

## હરિભજન વિના જીવન વ્યર્થ.

(નરસિંહ મહેતાના "એવારે અમો એવારે" પદનીરાહ છે.)

વ્યર્થ જ જીવન જાશે જે નહિ ગુણ હરિના ગાશે રે;
બીજી વાતો કરતાં તો પછી પાછળથી પસ્તાશેરે. (ધ્રુવ)
પ્રતિજ્ઞા પ્રભુની છે પ્રીતે યોગક્ષેમ હું ધરતો રે;
અનન્ય મારા ભકતોનો હું ચિંતા શાને કરતો રે. ૧
નિમિત્ત કરતા તે જ કરોને શાને આગળ જાતા રે;
વાર લગાડે પણ કરતો તે જે છે સુખનો દાતા રે. ૨
રહેવું તેની કૃપા થકી અહીં કર્તવ્યો કરી પ્રીતે રે;
ગુરૂકૃપાથી થાવું એક જ સ્વરૂપમાં તો રીતે રે. ૩

---

૧૯

## ઇશ્વરશરણ.

(આશાગોડીમાં ગવાય છે.)

શરણ પડયો છું તમારે, પ્રભુ હું શરણ પડયો છું તમારે. (ધ્રુવ)
માયાથી ઉગારો મુરારિ બીજો કોણ જે તારે. ૧
વચન આપીને શાન્ત કર્યો તો દો એ ભક્તિ ભારે. ૨

સમદૃષ્ટિનો ઉદય કરીને રાખો નિજ આધારે. ૩
ભ્રાન્તિ મનની છોડાવીને શાન્ત કરોને વધારે. ૪
કાર્ય કરાવો તેજ કરૂં હું એ નિશ્ચય દ્યો ભારે. ૫
દ્રવ્યભેદનો નાશ કરોને મતિ મુજ જેમાં હારે ૬
સ્વરૂપ કહીને બોલાવો પણ અનુભવાવો કયારે? ૭

---

૨૦

## ગુરૂ તથા ઇશ્વરમાં અભેદ રૂપે આશ્રય.

(ભૈરવીમાં ગવાય છે)

આશ્રય મારો એકજ રે હરિ એજ ગુરૂ (ધ્રુવ)
બીજું કંઇ જાણું નહિ જગમાં જે છોડાવે બંધન રે;
ચરણકમળમાં મારૂં છે એ મધુકરનું આ ગુંજન રે. ૧
થાય સમર્પણ સઘળું ચરણે એ મતિ આપો મુજને રે;
દ્રવ્યાદ્વૈત તો સિદ્ધ થાય ને રહું સદા હું ભજને રે. ૨
એક જ તત્ત્વ નિહાળું સઘળે અંતર કંઈ નહિ માનું રે;
ભાવાદ્વૈતનો ઉદય કરીને હૃદય મહીં એ ભાનું રે. ૩
એ જે કરાવે તેજ કરે છે ઈશ તણો આ દેહ જ રે;
ક્રિયાદ્વૈત એ સિદ્ધ કરોને રહું આનંદે સહજે રે. ૪
સ્વરૂપને તો હૃદય પ્રકાશી વચન કરોને પૂરૂં રે;
વારંવાર વિજ્ઞાપન એ છે રાખો કંઈ ન અધુરૂં રે. ૫

---

ૐ શ્રી

## केनोपनिषद्

( વ્હાલા રહો વેગળા રે, એ રાહમાં ગવાય છે )

સાર કેન શ્રુતિનો ગાઈશું રે,
જાણી જ્ઞાન હ્રદયમાં લાવીશું રે;
જેથી ઉતરશો ભવ પાર
હો જીવડા, સાર શ્રુતિનો સુણો રે. (ધ્રુવ)

કોનું પ્રેર્યું તે મન વિચારતું રે,
કામ પ્રાણનું કોનાથી થતું રે;
વાણી કોનાથી બોલતી રહે છે;
હો જીવડા, સાર શ્રુતિનો સુણો રે. ૧

આંખ કોના થકી દેખી રહી રે,
કાન કોનાથી સાંભળતા અહીં રે;
કોની શક્તિ આ કામો કરે છે;
હો જીવડા૦ ૨

પુરૂ વિચારી નિશ્ચય આણજો રે,
શક્તિ એક જ બ્રહ્મની જાણજો રે;
જેથી કામો બધાં અહીં થાય;
હો જીવડા૦ ૩

ચક્ષુ,વાણી ને મન નહિ પહોંચતાં રે,
ગતિ ઇન્દ્રિયોની અટકી જતી રે;
બ્રહ્મ એવું અલૌકિક પર છે;
હો જીવડા૦ ૪

જે "જાણ્યું બરોબર" કહે અહીં રે,
તેણે જાણ્યું બરોબર છે નહીં રે;
બ્રહ્મ જાણ્યાઅજાણ્યાથી પર છે,
હો જીવડા૦ ૫

વાત અનુભવોની છે ખરી રે;
જે "જાણ્યું" કહે તે વાણી નહીં રે;
"નથી જાણતો" કહે તે જાણે,
હો જીવડા૦ ૬

અનુભવી અમૃતને પામતા રે,
અહીં જીવનમુક્ત થઇ જતા રે;
નથી ઉંધારનું કંઇ કામ
હો જીવડા૦ ૭

ખોટો ગર્વ દેહાદિમાં ના કરો રે,
તેનું એક દૃષ્ટાન્ત જ સાંભળો રે;
સુણી વિચારો મન માંહીં,
હો જીવડા૦ ૮

દેવદાનવને જીતીને ગયા રે,
ગર્વ સભા મહીં તે કરી રહ્યા રે,
પોતપોતાની શક્તિ માટે;
હો જીવડા૦ ૯

ઇશ કરવા અનુગ્રહ ત્યાં ગયા રે,
કોઇ યક્ષ રૂપે શોભી રહ્યા રે;
દેવ જાણે નહિ કોણ યક્ષ,
હો જીવડા૦ ૧૦

અગ્નિ તપાસવા પહેલો ગયો રે;
જઇ સ્તબ્ધ થઈ ઉભો રહ્યો રે;
યક્ષ કોણ તે ના ઓળખાય,
હો જીવડા૦ ૧૧

યક્ષ પૂછે અરે તું કોણ છે રે;
અગ્નિ કહે છે 'હું તો જાતવેદ છું' રે;
યક્ષ પૂછે શું તારૂં બળ છે ?
હો જીવડા૦ ૧૨

અગ્નિ કહે છે બાળું હું બધું અહીં રે,
વળી રાખું કંઇ બાકી નહીં રે;'
યક્ષ કહે છે 'આ તૃણને બાળ;'
હો જીવડા૦ ૧૩

અગ્નિ યત્ન કરી થાકી ગયો રે,
પણ તૃણને તે ના બાળી શકયો રે;
તેથી થાકીને પાછો જાય,
હો જીવડા૦ ૧૪

પછી ગર્વ કરી વાયુ જાય છે રે;
યક્ષ તેને પૂછે 'તું કોણ છે રે ?'
વાયુ કહે 'માતરિશ્વા હું છું;'
હો જીવડા૦ ૧૫

યક્ષ પૂછે 'તારૂં બળ કેવું છે રે;'
વાયુ કહે 'ઉડાવું બધું તેવું છે રે;'
યક્ષ કહે છે 'આ તૃણ ઉડાવ;'
હો જીવડા૦ ૧૬

વાયુ યત્ન કરી થાકી ગયો રે,
પણ તૃણને ઉડાવી ના શકયો રે,
તેથી થાકીને પાછો જાય,
હો જીવડા૦ ૧૭

પછી ઇન્દ્ર પોતે ઉઠી ગયો રે,
ત્યાં તો યક્ષ અંતર્ધાન થઈ ગયો રે;
ઇન્દ્ર વિસ્મય તે જોઇ થાય,
હો જીવડા૦ ૧૮

ઇન્દ્ર ચિંતા કરે "આ તે શું હશે રે,
મારૂં ભાગ્ય દર્શન કરવાથી જશે રે;"
ત્યાં તો ઉમા રૂપે કંઇ દેખાય,
હો જીવડા૦ ૧૯

બ્રહ્મવિદ્યા ઉમાને જાણજો રે,
તેનો ઉપદેશ અંતર આણજો રે;
જે ઇન્દ્ર પ્રતિ તે કહે છે,
હો જીવડા૦ ૨૦

"દેવો ગર્વ ખોટો તમે ના કરો રે,
શક્તિ બ્રહ્મની તો બધાએ ધરો રે;
જેના વિના કંઈ ના થાય!"
હો જીવડા૦ ૨૧

મિથ્યા ગર્વ દેહાદિનો તો તજી રે,
ખડ્ગ જ્ઞાનનું ધ્યાન થકી સજી રે;
થાવું અનુભવે અદ્વૈત;
હો જીવડા૦ ૨૨

એવો સાર શ્રુતિનો સાંભળી રે,
ગુરૂઇષ્ટકૃપાને મેળવી રે;
રહેવું કૃષ્ણ સ્વરૂપમાં એક,
હો જીવડા૦ ૨૩

---

ૐ શ્રી

## કઠોપનિષદ્

(મૈયા ધનુષ ધારીનું ધ્યાન ધરો જો-એ રાહમાં ગવાય છે)

કઠ શ્રુતિ તણો સાર સાંભળો જો,
જેથી ઉતરશો ભવપાર જો;
રહે અજ્ઞાન તો બાકી નહિ જો,
થાતું જ્ઞાન ઉદિત કંઇ અપારજો.
કઠ શ્રુતિ તણો સાર સાંભળો જો. (ધ્રુવ)
દાન નચિકેતાનો પિતા કરે જો,
તેમાં દીઠી તેણે એક ગાય જો,
જેણે ખાવાનું તો સૌ ખાઇ લીધું જો,
દુધ દેવાનું દીધું અશેષ જો,
કઠ શ્રુતિ તણો સાર સાંભળો જો. ૧
જેમાં હાડ ને ચામ બાકી રહ્યાં જો,
જે આજે મરે કે કાલ જો,
"દાન આવી અયોગ્ય જે કરે જો,
તે તો નરકે નક્કી પછી જાય જો." કઠ૦ ૨
આમ વિચારી પિતાને તે કહે જો,
"કરો બાપુ મ્હારૂં ક્યાં દાન જો;"

પિતા બાળકબુદ્ધિ મનમાં લઇ જો,
કંઈ દીધા નહિ ત્યાં કાન જો. કઠ૦ ૩
નચિકેતા ફરી ફરી પૂછતો જો,
ક્રોધ કરી દીધો ત્યાં જવાબ જો;
"યમ રાજાને દાન ત્હારૂં કર્યું જો;"
સુણી તેણે કર્યો ત્યાં વિચાર જો. કઠ૦ ૪
"વગર કહે, ઇચ્છા જાણી, કરે જો,
પુત્ર ઉત્તમ તો તે કહેવાય જો;
કહ્યા થકી કરે તે પુત્રને જો,
કોટિ મધ્યમમાં લેવાય જો. કઠ૦ ૫
હું તો ઉત્તમ માંય ખપ્યો નહિ જો,
રહ્યો મધ્યમનો જ ઉપાય જો;
કહી ખાલી કહ્યું હશે ક્રોધમાં જો,
પણ જાવું તે મ્હારે છે કામ જો." કઠ૦ ૬
નચિકેતા વિચારી ત્યાંથી ગયો જો,
યમરાજાનું જ્યાં છે ધામ જો;
યમ ઘેર નહિ તેથી સ્ત્રીએ જો,
કહ્યું "પધારોને ઘર માંહ જો." કઠ૦ ૭
નચિકેતાં વિચારી નીતિ કહે જો,
"યમરાજાનું મ્હારે છે કામ જો;
પુરૂષ વિનાનો ઘરમાં નહિ રહું જો,
તેને બોલાવો ને આ ઠામ જો." કઠ૦ ૮
ઘેર આવ્યો અતિથિ જમે નહિ જો,
વળી ઘરમાં ન આવે, શું થાય જો;

સ્ત્રી ખાધા વિના બેસી રહી જો,
ત્રણ રાત્રી વીતી એમ જાય જો. કઠ૦ ૯
યમ આવેથી પહેલી વિનતિ કરે જો,
"આ બ્રાહ્મણ અતિથિ કહેવાય જો;
ત્રણ રાત્રી ભૂખ્યો એ તો રહ્યા જો,
કરો પ્રાયશ્ચિતનો ઉપાય જો." કઠ૦ ૧૦
યમ નચિકેતાને કહે છે પછી જો,
"ત્રણ માગો વરદાનો આ વાર જો;
તમે માગો તે આપું હું પછી જો,
મને લાગે ન પાપ લગાર જો." કઠ૦ ૧૧
નચિકેતા માગે પહેલું પછી જો,
ઘણું વિચારીને મન માંહી જો;
"પિતા મારા ગુસ્સે થાયે નહિ જો,
મને પાછો દેખીને તહીં જો." કઠ૦ ૧૨
યમ કહે છે, "તે તને જા, આપીયું જો,
તારો પિતા દેખી ખુશી થાય જો;"
નચિકેતા બીજું વર માગતો જો,
જે અગ્નિવિદ્યા અહીં કહેવાય જો. કઠ૦ ૧૩
"જેથી સ્વર્ગ તણું સુખ તો મળે જો,
તે વિદ્યા બતાવો એ વાર જો;"
યમ આપી પરીક્ષા લે પછી જો,
જેમાં ઉતરતો તે પાર જો. કઠ૦ ૧૪
યમ ખુશી થતા પછી તે થકી જો,
તેથી આપે વધારાનું વર જો;

" આ અગ્નિવિદ્યાની ખ્યાતિ થશે જો,
નચિકેતા તારા નામ પર જો. કઠ૦ ૧૫

હક કરી ત્રીજું વર માગતાં જો,
નચિકેતા જણાવે છે જાત જો;
" દેહ થકી જૂદો એક આત્મા જો,
તેના જ્ઞાન વિષે કરો વાત જો." કઠ૦ ૧૬

નચિકેતાનું આ વર સાંભળી જો,
યમ કરે છે અંતર વિચાર જો;
" અધિકાર વિના ના આપવું જો,
આવું જ્ઞાન ગંભીર અગાધ જો." કઠ૦ ૧૭

તેથી પહેલો જવાબ તેણે આપીઓ જો,
" નથી આવા પ્રશ્નોમાં કંઇ માલ જો;
જ્ઞાન દેવોને પણ આ ના થયું જો,
નથી વાતો કંઇ આ સહેલ જો. કઠ૦ ૧૮

માટે બીજું કંઈ વર માગને જો, "
ત્યારે નચિકેતા દે જવાબ જો;
" આપ જેવા વકતા કંઇ ના મળે જો,
વર એથી ન વર કંઇ જણાય જો." કઠ૦ ૧૯

યમ લોભાવવાને આગળ કહે જો,
" સો વર્ષોનું જીવન થાય જો;
પુત્ર પૌત્રો ઘણા તું દેખજે જો,
બહુ હાથીઘોડાવાળો થાય જો. કઠ૦ ૨૦

" બહુ જમીન જાગીર આવી મળે જો,
વળી ધારે તું તેટલું જીવ જો;

વળી આપું હું ચાહે તે બધું જો,
મૃત્યુ લોકે જે દુર્લભ હોય જો. કઠ૦ ૨૧
" આવી સુંદર સ્ત્રીઓને રથ વળી જો,
આવા સુંદર ઘોડા જે ન હોય જો;
મૃત્યુલોકે કદી તે આપતો જો,
પણ જ્ઞાનની વાતો ન થાય જો," કઠ૦ ૨૨

નચિકેતા કહે, " કંઇ કામનું જો,
નથી એમાંનું મ્હારે લગાર જો;
ઘણું જીવે કદી પણ તે અરે ! જો,
થોડું બીજાની દૃષ્ટિએ જાણજો. કઠ૦ ૨૩

" વળી અંત બધાએ ભોગનો જો,
શક્તિહીન કરે છે કામ જો;
માટે વાહન વિગેરે જે આપનાં જો,
તે રાખો ને આપની પાસ જો. કઠ૦ ૨૪

" આપ ઇચ્છા અધીન છે જીવવું જો,
વળી દ્રવ્ય મળે પણ તેમ જો;
પણ તેથી સંતોષ કંઈ ના વળે જો,
માટે માગું વર માગ્યું છે એ જ જો. કઠ૦ ૨૫

અમૃત છોડીને મૃત્યુ કોણ માગતું જો,
કોણ રાખે મિથ્યામાંહે મોહ જો;
ઘણું જીવી વિષકૂમિ સમ રાખતો જો,
કોણ વિષયો તણો વ્યામોહ જો. કઠ૦ ૨૬

નચિકેતાની વાણીને સાંભળી જો,
યમ પામ્યો છે આનંદ અપાર જો;

"ધન્ય આવા બ્રાહ્મણ ને છે અહીં જો,
જેનો બ્રહ્મજ્ઞાને અધિકાર જો." કઠ૦ ૨૭
એમ વિચારી યમને કહે પછી જો,
તમે સાંભળજો ધરી ચિત્ત જો;
જે જાણીને મુક્ત થાશો અહીં જો,
કંઈ સાથે ન આવે વિત્ત જો. કઠ૦ ૨૮
"એક શ્રેય અને બીજું પ્રેય છે જો,
તેને વિચારીને કરો કામ જો;
સાધુ શ્રેય સાધી આગળ વધે જો,
પ્રેય સાધે તે રહે નિજ ઠામ જો. કઠ૦ ૨૯
"શ્રેયયુક્ત થવાનો માર્ગ છે જો,
પ્રેય રાખે વિષયમાં બધા જો;
સુખ શાશ્વતની દૃષ્ટિ શ્રેય છે જો,
સુખ ક્ષણિકની દૃષ્ટિએ પ્રેય જો. કઠ૦ ૩૦
"સુખ વિષયનું-પ્રેય-અહીં માગતો જો,
તે પંડિત નહિ પણ મૂઢ જો;
ધન્ય તું જે લલચાયો નહિ પ્રેયથી જો,
વળી માગ્યું છે જ્ઞાન ઘણું ગૂઢ જો. કઠ૦ ૩૧
"મુક્ત કરે તે વિદ્યા જાણજો જો,
બંધ રાખે અવિદ્યા જાણ જો;
અધિકારી વિદ્યાનો તું ખરો જો,
જેને લાગી નહીં લોભતાણ જો. કઠ૦ ૩૨
"ઘણા પંડિત માની પોતે રહે જો,
અવિદ્યામાં અથડાતા અપાર જો;

આંધળાના દોર્યા જેમ આંધળા જો,
પામે જન્મમરણની ધાર જો. ક૦ ૩૩
"શ્રેય જાણે નહિ તે બાળકો જો,
પડયા મોહપ્રમાદને વશ જો;
ન પામે આ લોક પરલોકને જો,
થતા મારા જ પાશને વશ જો. ક૦ ૩૪
"આત્મજ્ઞાન ઘણા અહીં સાંભળે જો,
પણ અનુભવે નહિ કોઈ જો;
ઘણા સૂણે છતાં સમજે નહિ જો,
એમાં રૂચિ તારી મેં જોઇ જો. ક૦ ૩૫
કોઇ ભાગ્યે કુશળ વકતા મળે જો,
કોઇ ભાગ્યે જ જ્ઞાતા હોય જો;
અનુભવી વિના કોઇ જો કહે જો,
તેથી જ્ઞાન ઉદિત ના થાય જો. ક૦ ૩૬
નિદિધ્યાસનપરાયણ જે થતા જો,
અનુભવે તે અંતર જ્ઞાન જો;
અહીં તર્કો તણું નહિ કામ છે જો,
ગુરૂકૃપાનું ત્યાં છે કામ જો. ક૦ ૩૭
જ્ઞાન નિત્ય અનિત્ય કર્મો થકી જો,
કદી મળે નહિ તે પ્રમાણજો;
છતાં કર્મો જ ચિત્તશુદ્ધિ કરે જો,
જેથી થાય અધિકારે જ્ઞાન જો. ક૦ ૩૮
દેહ નશ્વર, અનિત્ય સંસાર છે જો,
એવું જાણે તું તેને છે ધન્ય જો;

છોડી દીધું બધું આપ્યા છતાં જો,
તારી જ્ઞાને મતિ છે અનન્ય જો. કઠ૦ ૩૯
ગૂઢ આત્માનું જ્ઞાન પામી પછી જો,
ધીર હર્ષ ને શોક તરી જાય જો;
ધામ આનંદનું પામી પછી જો,
રહી આનંદે ભવ તરી જાય જો. કઠ૦ ૪૦
તે ધર્મ થકી જૂદો વળી જો,
જાણો અધર્મથી પણ અન્ય જો;
કર્મ અકર્મથી જૂદો વળી જો,
થયું થાવાનું તેથી છે અન્ય જો. કઠ૦ ૪૧
બધા વેદો જે પદને બતાવતા જો.
જેને તપથી તો જાણી શકાય જો;
બ્રહ્મચર્ય જેને માટે બધા જો,
પાળે તે પદ પ્રણવ તું જાણ જો. કઠ૦ ૪૨
તે જ બ્રહ્મ અક્ષરને પર છે જો,
તેને જાણેથી મુક્ત થવાય જો;
જેના જ્ઞાનીને બધું આવી મળે જો,
જે તે ધારે તે તો થઇ જાય જો. કઠ૦ ૪૩
વળી ઉત્તમ આલંબન તે જ છે જો,
બ્રહ્મલોકે તે થકી જવાય જો;
બીજાં આલંબનો છે અહીં ઘણાં જો,
પણ તેની તોલે ના થાય જો. કઠ૦ ૪૪
જન્મ મરણ તે બ્રહ્મનું છે નહિ જો,
નિત્ય શાશ્વત પુરાણ અવિનાશી જો;

જે જાણે મારો ને હું મરૂં જો,
તેનું જાણો છે જ્ઞાન વિનાશી જો. કઠ૦ ૪૫
અણુ કરતાં અણુ પણ છે ખરો જો,
વળી મોટામાં મોટો પણ તે જ જો;
અંતર ગુહામાં સર્વની તે રહ્યો જો,
શુદ્ધ અંતર તે જાણે છે જ જો. કઠ૦ ૪૬
તે બેઠો છતાં દૂર જાય છે જો,
તે સૂતો છતાં ફરે એમ જો,
દેહ પોતે નહિ તે દેહમાં જો,
ફરે હરે ને સ્થિર પણ એ જ જો. કઠ૦ ૪૭
જેને મહા વિભુ આત્મા તણું જો,
જ્ઞાન તે તો કરે નહિ શોક જો;
ઘણું ભણ્યાથી કે વ્યાખ્યાનથી જો,
નથી અનુભવાતું તે જ્ઞાન જો. કઠ૦ ૪૮
શુદ્ધ ચરિત્રને શાન્તિ નહિ જો,
નહિ સ્થિરતા મનની જાણ જો;
તેને જ્ઞાન ઉદિત થાય નહિ જો,
એવું વેદવાકયોનું પ્રમાણ જો. કઠ૦ ૪૯
જેના બ્રાહ્મણ ક્ષત્રિય બે ભાત છે જો,
તેને મૃત્યુ જ ચટણી જાણ જો;
તેવા બ્રહ્મને કોણ અહીં જાણ તો જો,
જેમાં ગુરૂકૃપાની છે તાણ જો. કઠ૦ ૫૦
ફળ કર્મોનાં ભોગવતો અહીં જો,
એવો હૃદયગુહામાં એક જો;
બીજો ભોગવતો ફળને નહિ જો,
રહે સાક્ષી ધરીને ટેક જો. કઠ૦ ૫૧

બ્રહ્મ અભય, ભવસાગરનો અહીં જો,
સેતુ સુંદર છે તે તું જાણજો;
સ્થિર મતિ રાખી ને પર રહી જો,
સંભાળી ઉતરજો પાર જો. કઠ૦ ૫૨

દેહરથ ને આ બુદ્ધિ સારથી જો,
મન લગામ ને ઇન્દ્રિય અશ્વ જો;
બેઠો આત્મા તે રથમાં માણતો જો,
ભોગવે લઇ ઇન્દ્રિયો ને મન જો. કઠ૦ ૫૩

જ્ઞાનહીનને મન કબજે નહિ જો,
જ્યાં પ્રબળ ઈન્દ્રિયોનો ગણ જો;
શક્તિહીન જ સારથી જ્યાં રહ્યો જો,
રથ ' ખાડામાં તેનો જાય જો. કઠ૦ ૫૪

જ્ઞાનયુક્ત ને મન કબજે રહ્યું જો,
જોર ઇન્દ્રિયોનું જ્યાં ન હોય જો;
શકિતવાળો ચતુર જ સારથી જો,
રથ તેનો સન્માર્ગે જાય જો. કઠ૦ ૫૫

જ્ઞાનહીન ને મન કબજે નહિ જો,
સદા પવિત્ર પણ જે ના હોય જો;
ભવસાગરમાં અથડાયાં કરે જો,
પદ વિષ્ણુનામાં તે ન જાય જો. કઠ૦ ૫૬

જ્ઞાનયુક્ત ને મન કબજે રહે જો,
સદા પવિત્ર પણ જે હોય જો :

ભવસાગરમાં તે ડૂબે નહિ જો,
પદ વિષ્ણુનામાં તે તો જાય જો. કઠ૦ ૫૭

બુદ્ધિ આત્માના જ્ઞાનમાં સ્થિર છે જો,
મન કબજે રહેતું જેનુ હોય જો;
ભવસાગર ઉતરીને તે પામતો જો,
પદ ઉત્તમને, મુક્ત તે થાય જો. કઠ૦ ૫૮

પર વિષય ઇન્દ્રિયોથી જાણજો જો,
પર મનને વિષયથી પણ જાણજો જો,
પર મનથી બુદ્ધિને જાણજો જો,
પર આત્મા બુદ્ધિથી પરમાણ જો. કઠ૦ ૫૯

ગૂઢ સર્વે ભુતોમાં તે રહ્યો જો,
પણ પ્રકટ નહિ તે તો થાય જો;
સૂક્ષ્મ બુદ્ધિ જેની છે અહીં ઘણી જો,
તેમાં પ્રકાશ તેનો દેખાય જો. કઠ૦ ૬૦

મનવાણીને વશ તમે રાખજો જો,
તેથી થાશે જરૂર કલ્યાણ જો;
ઉઠો જાગો જ્ઞાનીને જઈ મળો જો,
અનુભવી આપે ખરૂં જ્ઞાન જો. કઠ૦ ૬૧

માર્ગ અસ્સની ધાર જેવો ખરો જો,
જેમાં જાવું કઠણ ઘણું કામ જો;
મહા જ્ઞાની તો એવું કહી ગયા જો,
તેથી ચેતીને કરજો પ્રયાણ જો. કઠ૦ ૬૨

પાંચ ભૂતો ને ગુંણુ તેના થકી જો,
અન્ય જૂદો અનન્ત તે જાણુ જો;
જેને જાણી મૃત્યુને જીતી શકો જો,
એવું શ્રુતિવાકયોનું પ્રમાણુ જો. કઠ૦ ૬૩

નચિકેતાનુ આખ્યાન સાંભળે જો,
સંભળાવે તે બ્રહ્મ લોક જાય જો;
બ્રહ્મસભા ને શ્રાદ્ધકાળે ભણે જો,
ફળ અનન્ત તેનું કહેવાય જો. કઠ૦ ૬૪

બહાર વિષયોમાં ફરતી તે ફરે જો,
એવો ઈન્દ્રિયોનો છે સ્વભાવ જો;
કોઇ ધીર અંતર્મુખ તે કરે જો,
જેને વિજ્ઞાનમાં ઘણો ભાવ જો. કઠ૦ ૬૫

બહાર વિષયોને બાળક માગતા જો,
જેથી મૃત્યુને વશ ફરી થાય જો;
ધીર સુખ શાશ્વત જે ઇચ્છતા જો,
તે અનિત્ય લેવા ન જાય જો. કઠ૦ ૬૬

રૂપ રસ ગંધ શબ્દ વળી સ્પર્શનાં જો,
સુખ જેના થકી અહીં જણાય જો;
સ્વપ્ન જાગ્રત ને નિદ્રાનાં વળી જો,
જે તે કામોનો સાક્ષી કહેવાય જો. કઠ૦ ૬૭
તે બ્રહ્મને જાણીને અહીં જો,
હર્ષશોકથી મુક્ત થવાય જો;
એવા સર્વ વ્યાપક જે ઈશને જો,
જાણે તેને ઘૃણા કયાં જ થાય જો. કઠ૦ ૬૮

તપ પાણીથી પહેલાં તે થયો જો,
સર્વ હૃદયગુહામાં તે છે જ જો;
પ્રાણ અગ્નિની પહેલાં તે રહ્યો જો,
જેથી સૂર્ય ઉદય અસ્ત થાય જો. કઠ૦ ૬૯

જે અહીંઆં છે તે પરલોકમાં જો,
પર લોકે તે અહીંઆં છે જાણ જો;
ભેદ જોનારના જન્મો થાય છે જો,
ફરી ફરી મરણ વશ થાય જો. કઠ૦ ૭૦

એક અદ્વૈતનો નિશ્ચય છે નહિ જો,
તો પણ ફરી મરણ વશ થાય જો;
લિંગદેહ સર્વેમાં જે રહ્યા જો,
તે અંગૂઠા જેવડા કહેવાય જો. કઠ૦ ૭૧

જેની ઉપાધિથી આત્મા કહ્યા જો,
જાણો અંગુષ્ઠ માત્ર પ્રમાણ જો;
તેને જાણી ઘૃણા કોણ રે કરે જો;
જેનું બ્રહ્મમાં છે બધું માન જો. કઠ૦ ૭૨

બધા ધર્મો છે બ્રહ્મને જાણવા જો,
તે તો એક જ સ્થાને લઈ જાય જો;
આવું જાણીને જ્ઞાની શાન્તિ ધરે જો,
ખાલી અજ્ઞાની તો દુઃખી થાય જો. કઠ૦ ૭૩

દ્વાર અગીઆરનું આ પુર છે જો,
દેહ તેને જાણે તે પુરૂષ જો;

પ્રાણ ઉંચો, અપાન નીચે. જાય છે જો,
તેની મધ્યે છે વૈશ્વાનર જો. કઠ૦ ૭૪

જીવ પ્રાણ અપાને જીવે નહિ જો,
તેનો જુદો જ જાણો આધાર જો;
જેને આશ્રય તે પ્રાણ ને અપાન છે જો,
તેવો જીવનનો ઇશ આધાર જો. કઠ૦ ૭૫

જીવ કર્મોને અહીં જેવાં કરે જો,
તેવી યોનીમાં તે પછી જાય જો,
જડચેતનમાં પણ તે જાય છે જો,
જેના જેવા સંસ્કારો કહેવાય જો. કઠ૦ ૭૬

ગાઢ નિદ્રામાં જાગતો તે ખરો જો,
જેની આગળ બીજું કાંઇ ન હોય જો;
તે બ્રહ્મને તો તમે જાણજો જો,
જેનાં રૂપો અનેક કહેવાય જો. કઠ૦ ૭૭

ઉપાધિથી અનેક રૂપો થયાં જો,
જેમ અગ્નિ ને વાયુનાં થાય જો;
સર્વ ભૂતોમાં એક જ છે રહ્યા જો,
ભેદ બધાનો લય ત્યાં થાય જો. કઠ૦ ૭૮

બધી આંખોની સૂર્ય જ આંખ છે જો,
છતાં દોષ લાગે નહિ જેમ જો;
આંખ દોષોવાળી જોકે ઘણી જો,
દોષ આત્માને લાગે ન તેમ જો. કઠ૦ ૭૯

સર્વ ભૂતોમાં એક વશી રહ્યો જો,
છતાં અનેક રૂપે દેખાય જો;
તે આત્માને જાણે જે અહીં જો,
સુખ શાન્તિ તો તેને જ થાય જો. કઠ૦ ૮૦

નિત્ય કહેવાતામાં જે નિત્ય છે જો,
તેવું ચેતનમાં જે ચેતન જો;
તે ઇચ્છા પૂરી સૌની કરે જો,
મુક્ત થાશો થતાં તેનું જ્ઞાન જો. કઠ૦ ૮૧

'આવું તેવું' તે કહેવું બને નહિ જો,
જ્યાં વાણીનો છે નહિ વ્યાપાર જો;
એવા બુદ્ધિથી પર તે બ્રહ્મને જો,
કોણ જાણે અનુપમ અપાર જો. કઠ૦ ૮૨

જ્યાં સૂર્યચંદ્ર ને તારા તણું જો,
વળી વીજળી ને અગ્નિનું તેજ જો;
કાંઇ પ્રકાશ તો આપે નહિ જો,
જેના તેજથી બધાનું તેજ જો. કઠ૦ ૮૩

મૂળ ઉંચાં ને નીચી શાખા વળી જો,
એવો અશ્વત્થ સંસાર જાણ જો;
ખરૂ જોતાં તો બ્રહ્મ જ છે ખરો જો,
અન્ય માટે નથી કાંઇ પ્રમાણ જો. કઠ૦ ૮૪

દેહ છૂટે તે પહેલાં જાણવું જો,
તો તો જરૂર આવે તે કામ જો;
જો જાણ્યું નહિ તે આ સમે જો,
રહેશે જન્મમરણનું કામ જો. કઠ૦ ૮૫

સ્થિર ઇન્દ્રિયો ને મન રાખતાં જો,
થતો યોગ જેથી તે જણાય જો;
ત્યાં ખેદવાળાનું નહિ કામ જો,
કરે આનંદે યત્ન તો થાય જો. કઠ૦ ૮૬

મન વાણી ચક્ષુનો વિષય નહિ જો,
દૃઢ શ્રદ્ધાથી તેમાં જવાય જો;
જ્યાં ઇચ્છાઓ સઘળી છૂટી ગઇ જો,
ત્યાં જ્ઞાન થયું છે, કહેવાય જો. કઠ૦ ૮૭

કોઇ યોગથી પ્રાણ ખેંચી પછી જો,
ઉંચે બ્રહ્માંડમાં તો લઇ જાય જો;
પછી યોગમાં રહી દેહ છોડતો જો,
તેને પ્રાપ્ત પરમપદ થાય જો. કઠ૦ ૮૮

નચિકેતાને યમે વિદ્યા કહી જો,
વળી યોગ કહ્યો જે અપાર જો;
તે જાણીને તે તો તરી ગયો જો,
ભવસાગરનાં દુઃખ અપાર જો. કઠ૦ ૮૯

જે વાંચે વિચારે આ પ્રેમથી જો,
વળી રાખે પ્રભુનો આધાર જો;
તે પામે સ્વરૂપસુખ એ ખરે જો,
હોય ગુરૂકૃપા જો અપાર જો. કઠ૦ ૯૦

---

## પદ—બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા સૂચક.

( ધીરાના પદની રાહમાં )

ખોજ કરતાં ખોયું રે અવળી રીત્યો દેખી અહીં,
જ્યોત લઇને જોતાં રે અંધારૂં તો ભાળ્યું નહીં. (ધ્રુવ)

વ્યાપકની તો ખોજ કરંતાં વ્યાપ્ય રહ્યું નહિ બાકી,
મિથ્યામાં સૌ મિથ્યા જાણો માયા એવી પાકી;
દેખનારો સાચો રે આંખ વિના સાક્ષી રહી. (૧)

મૂંગો મીઠી વાતો કરતો દેખી આંધળો રાચે
મુસાફરી તો કરે પાંગળો ભીખારી ના યાચે;
ભૂપ માગતા ફરતા રે અવળું એવું દેખ્યું અહીં. (૨)

અભેદવાદી ભેદ જ દેખે, જાગૃત દેખે સ્વપ્ન જ,
કહે છે કહી શકાય નહિ તે અજ્ઞાની તો જ્ઞાન જ;
મિથ્યા વૈદ્ય મટાડે રે રોગ સાચો માન્યો અહીં. (૩)

સ્વપ્નામાં સૌ મિથ્યા જાણો ભોક્તા પણ નહિ સાચો,
ભોક્તા સાચો સમજે અહીંઆં વિચારમાં જે કાચો;
સાક્ષીથી કંઇ અન્ય જ રે, સાચું મેં તો દેખ્યું નહીં. (૪)

અગમનિગમની વાતો એવી અનુભવી તે જાણે,
કોને કહે ને કોણ સાંભળે એક જ છે જે ટાણે;
સ્વરૂપમાં તો એવું રે ગુરૂકૃપાને કોણ જાણે. (૫)



# ॥ श्री शारदाम्बास्तवः ॥

લેખકઃ—શ્રી શારદાપીઠના ભૂતપૂર્વ શંકરાચાર્ય અને હાલમાં શ્રી ગોવર્ધનપીઠાધીશ્વર, શ્રી જગદ્‌ગુરૂ શ્રીશંકરાચાર્ય મહારાજ શ્રી ભારતીકૃષ્ણતીર્થજી.

( १ )

सरसगुणनिकायां सच्चिदानन्दकायाम्
सकलसुजनगेयां संयमीन्द्रैर्विचेयाम् ।
सरसिजजनिजायां सर्वलोकाप्रमेयाम्
सततमहमुपेयां संहताशेषमायाम् ॥

( २ )

हयमुखमुखनुतकीर्ते नयनोत्सवदाननिपुणनिजमूर्ते ।
भयभरहरविस्फूर्ते जयजयविज्ञानसारपूर्ते ॥

( ३ )

दारान्विधेरुदारान् करुणापूरान्कराब्जधृतकीरान् ।
हीरालंकृतहारान् जगदाधारान्विभावयेधीरान् ॥

( ४ )

धात्री पात्री हर्त्री नेत्रीचाम्बत्वमस्यलोकस्य ।
दात्री सकलार्थानां पात्रींकुरुमांत्वदीयकरुणायाः ॥

( ५ )

करधात्रीकृतनतजन—करधात्रीकृतपरात्मपरविद्याम् ।
धात्रीधात्रीमेका—मनाथधात्रीं भजामिजगदम्बाम् ॥

---

( રાગ સિંધુ, તાલ ચચંરી. )

"ધોઇને વસ્ત્રની ધોબી વાળી ઘડી, ગાંઠડી તે તણી આણી આપે,"
"ઉપલ્યું એક પડ માર્જને થાય છે, શુદ્ધ સઘળી ઘડી દોષ કાપે;"
"તે જ રીતે ઘડી સાઠમાં જે ઘડી, શ્રી હરિચરણમાં ચિત્ત થાપે,"
"બોલે નાગર મણી પાપ ના'વે ભણી, શુદ્ધ સાઠે થશે હરિપ્રતાપે."

# શ્રી શારદાપીઠ ગ્રંથમાળા

| ગ્રંથનું નામ | | લેખક | મૂલ્ય |
|---|---|---|---|
| ૧ | **अथपुरुषार्थमीमांसा** ... | ભૂતપૂર્વ શંકરાચાર્ય સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થજી | મફત (સીલકમાં |
| ૨ | **लोकसंग्रहसूत्रम्** ... | ” ” | ” |
| ૩ | **समाजानुशासनसूत्रम्**... | ” ” | ” |
| ૪ | **गीताधर्मानुशासनम्** ... | ” ” | ” |
| ૫ | **સંગીતગીતાસાર** ... | શ્રી શારદાપીઠાધીશ્વર શ્રી શંકરાચાર્ય મહારાજ સ્વામી શ્રી સ્વરૂપાનંદતીર્થજી ... | ૦-૨-૦ |
| ૬ | **શ્રી કૃષ્ણકીર્તન** ... | ” ” | ૦-૨-૦ |
| ૭ | **સંગીત શ્રુતિસાર** ... | ” ” | ૦-૨-૦ |

**હવે પછી પ્રસિદ્ધ થશે**

| | | | |
|---|---|---|---|
| ૮ | બ્રાહ્મણત્વ ... ... | ” ” | |
| ૯ | સરલ પ્રશ્નોત્તરી ઇશાવાસ્ય-ઉપનિષદ ... ... | શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડા બી. એ., એલ એલ. બી, વકીલ | |

---



---


મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ : અમદાવાદ.

મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક.